બુક ઑફ ધી

પુસ્તક નામે

# અક્કલનું પડીકું.

ઉર્ફે

## શીખામણની સોટી.

રચી છપાવી પ્રસીદ્ધ કર્તા


કોમીક પોએટ ઉર્ફે રાવ કવી

અંબાલાલ પ્રલાદજી—નીવાસી નડીઆદ.

હાલ મુકામ કાલોલ જીલ્લે પંચમહાલ.



સંવત ૧૯૭૪ પ્રત ૨૦૦૦ આવૃતિ ૧ સને ૧૯૧૮


દોહરા

સમજે તો છે સર્જીનો, અક્કલ આ અણુમોલ,
ના સમજે તો જાણજો, ઠોકયું ડાલી ઢાલ;
ઓન્લી આના એક છે, પ્રાઈસ ઓફ વીસ પ્રત.
વાંચીને વીસ્મય થશો, આ રાવ કવીનું કૃત.

કીમત નથીન્ગ

માંચવારીનો માત્ર ૧ આનો

---


નડીઆદ—ધી ‘શારદા વિજય’ પ્રિન્ટીંગ પ્રેસમાં

શા. હુરજીવનદાસ અમરસીએ છાપી–ઠે. સાંથ પીપળી.

# અર્પણ પત્રીકા.

હતો ભુતકાળમાં હુંને ભવિષે છું સદા કાયમ
સનાતન શુધ્ધ અવનીમાં પ્રકાશું સુર્ય સમ હરદમ
તપુછું અગ્નીમાં હુંને, વિહરતો વ્યોમ પાતાળે
ઝળકતો વીજળી પેરે, અનંત શક્તિને આધારે
બધે છું હું બધામાં છું વહુ છું વાયુના જોરે
ધરીને જન્મ બાળકનો રમુ છું માતને ખોળે
ધરીને સ્વાંગ રૂપાળા નીરાળા ખેલ હું ખેલું
તરૂવર પહાડમાં હુંને નદીમાં નીર થઇ રેલું
અમર હું એકલો વેદાંન્તના શીધાંન્ત આધારે
સમરપું મારી પોથી હું પડીને ચર્ણમાં મારે

કર્ત્તા-આઇ. એમ. પોતે કોમીક પોયેટ ઉર્ફે રાવ કવી.



સરવે હક્ક સ્વાધીન પણ, પર આધીન આ પ્રાણ,
એ પર આધીન સ્વાધીન કરો, તો જીવ્યું પરમાણ.

## બાઈ તું તે ચા દેવી કે અમારી મહાદેવી ?



નારનો પોકાર- કવાલી-ગરમ લાય જેવી.

રાગ-ઉનાળાની લુ જેવો.

અરે ચંડાલણી ઓ ચા, હવે તું હીન્દમાંથી જા;
અમારી સાવકી માતા, હવે તું હીન્દમાંથી જા.
કર્યું તેં ખુનનું પાણી, કરી નીરમાલ્ય આ કાયા,
ફસાયા કંઈક ફંદામાં, દીવાનાને વળી ડાહ્યા;
અઢારે વરણુને વળગી, વટાળ્યો દેશ ને દુનીયાં,
ગુણો તારા છે ગોઝારા, હવે તું હીન્દમાંથી જા.
ચઢાવ્યા લોક ચગડોળે, ચખાડયો સ્વાદ તેં ભારી,
ગીતામાં તો પડી વળગી, ખરે ગુણ હીણુ ગોઝારી;
સડાવી કાળજાં દીધાં, અરે સહુ કો પીનારાંનાં,
દયા દેવી કરો દુર થા, હવે તું હીન્દમાંથી જા.
નીચ ઉંચ નાના ને મોટા, રીચ કે રંક સર્વેને,

ચતુરાઈથી પડી ચોટી, બનાવ્યું વીશ્વ વ્યસની તેં;
ઉરાડી સુસ્તી તેં સઉની, કરી જખમી જીઘરમાં ઘા,
પીઠાં તારાં થયાં જ્યાં ત્યાં, હવે તું હીન્દમાંથી જા.
હળાહળ ઝેર છે તુજમાં, ગુણો તારા ઘણા રાશી,
ખુવારી ખુબ કીધી તેં, ગયા તુજથી હવે ત્રાશી;
રહ્યું ના ખુન કાયામાં, હવે તો હાડ માંસને ખા,
પોકારી કહે છે પીનારા, હવે તું હીન્દમાંથી જા.
વડીલ વૃધ્ધો અમારા તો, ન તારો નાસ પણ લેતા,
અમે હીણુ ભાગીઆ તુજ વીણુ, નથી ક્ષણ વાર તો રહેતા;
પીધી તેથી પડ્યા મરવા, હજી સંતાપે શું કરવા,
નથી તારી હવે પરવા, હવે તું હીન્દમાંથી જા.
પ્રથમ તો ઉકળી પડે, પછીથી અમને ઉકાળ્યા,
જઠર અગ્ની કરી ઝાંખી, સુકોમળ કાળજાં બાળ્યાં;
ઉડાડી છેક તેં શ્રધ્ધા, કર્યા નીરમાલ્ય નામરદા,
ઘટાડયો તેંજ આવરદા, હવે તું હીન્દમાંથી જા.
તુજથી કંટાળી હારીને. કહે કુવી રાવ કર જોડી,
કૃપા કરીને હે મહાકાળી, હમોને દે હવે છોડી;
અમો સાથે કરી નીકા કર્યા ચહેરા ખરે ફીકા,
ટીફીન લઈને કરી ટીકા, હવે તું હીન્દમાંથી જા.

( આ સાંભળી ચાએ પીનારને આપેલો જુવાબ—અપુર્ણ.

# સ્વદેશી સીગારેટની ગજલ.

## રાગ ધુમાડાના ગોટા જેવો.

ચાલ—ક્યા ખીજા આઈ ચમનમેં શાજર ગુલ જાતા રહા.

ઓ એ રહમ કુલટા બીડી, પુરેપુરી પીડી ગઇ,
છુટી ગઇ તેથી હવે, મુજને ઘણી શાન્તી થઇ;
કમ જાત તું તો ગઇ બળી, વળી સંગમાં બાળ્યો મને,
કોમળ રદય કાળું કર્યું, ધીક્કાર છે બીડી તને.
મોઝી મધુરી જાણીને; મેં સુરંગે મુખમાં ધરી.
મારી ગણીને માની તો આખર દશા આ શી કરી!
તુજ માટ મેં માઠું મનાવ્યું, ગુરૂ અને માબાપને,
તોપણ દગો અંતે કર્યો, ધીક્કાર છે બીડી તને.
તેં ખુનની કીધી ખુવારી, કાળજું કાળું કર્યું,
નીરબળ કરી સઉ નાડીઓને, દેહનું દૈવત હર્યું;
બસ કશમ ખાઈ કહુંછું હવે, કોઇ દીવસ નહી રાખું કને,
હું વિદ્વાનને વાયલ કર્યો, ધીક્કાર છે બીડી તને.
પીતાં શું તો પીધી તને, હાવે ઘણો પસ્તાઉં છું,
સ્વપનેય સ્પરસજ તાહરો, નવ થાય એવું ચાહું છું;
જે જે પીએ તે તે જનો તો, બાવરા તુજ વીણ બને,
ઓ પાપીણી ગોઝારીણી, ધીક્કાર છે બીડી તને.

તુજ વીણુ બનીને બાવરા, ડેલી બજારે દોડતો,
તે આજ તુજ દરશન થતાં, પાતાળમાં પેસી જતા;
ઓ કાળમુખી કર્કશા ! વળગી પડી તું ! વીસ્વને,
તેં કૃત્ય બહુ કાળાં કર્યાં, ધીક્કાર છે બીડી તને.
શા દોશ તારા વર્ણવું, તું નર્કથી પણ નસ્ટ છે,
તુજને પીનારા તે જનો સૌ ભ્રસ્ટથી પણ ભ્રસ્ટ છે;
તેં જખમ ઉધરમાં કરી, ઝટ આણી મેળવ્યું મોતને.
અંતે નખાવ્યો નર્કમાં, ધીક્કાર છે બીડી તને.
**કવી રાવ** ની વાંચી કવીતા, સમજુ જન સમજી ગયા,
બાય કોટ બીડીનો કરીને, શાણાઓ સુખીઆ થયા;
મેં તો તજી દીધી તને. તેમ તુય પણ તજજે મને,
કોટાન કોટી વાર છે ધીકકાર ઓ બીડી તને.

( રાવ કવી. )

( આ સાંભળી બીડીએ પીનારને આપેલો જુવાબ )

આ સાંભળી બીડી કહે, ઓ બે કદર આ શું લવો,
ઉલ્લુ બન્યા હાથે કરી, હાવે શું ડા'પણ દાખવો;
ગમ નો'તી કેમ ગમાર શું, જખ મારવા પીધી મને,
હુ બીડી બીચારી શું કરૂં, ધીકકાર છે પીનારને.
વીદ્વાન થઇ વાયલ બન્યા, બુદ્ધિ તમારી ગઇ બળી,
અક્કલ તણા ઉદધી હતા તો, કેમ ના મુજને કળી;

પાગલ હુવે પસ્તાવ છો તો, સ્હાવ છો શાને મને,
હું બીડી બીચારી શું કરૂં, ધીક્કાર છે પીનારને.
પીનાર જઇ નર્કે પડ્યા, હું તો વસી રહી વીશ્વમાં,
જગ અંધ થ, વળગ્યું મને, મારે નથી કોઇની તમા;
જન કૈંકને વ્યાધી કરી, સમજાવું છું સંસારને,
પણ મરતા લગી મુકતા નથી, ધીકકાર એ પીનારને.
મુકો કેડો મારો હુવે ને, તમો પણ જાવો મરી,
ઉલટી વગોવઇ વીસ્વમાં, તમ નીચની સંગત કરી;
હૈયા ફુટા ને આંધળા થઈ, હજી શીદ રાખો કને,
મીથ્યા ફજેત કરો મને, ધીક્કાર છે પીનારને.
ફર્યા રાવ ને પણ કોઇક દહાડો, કાનમાં કહેતી જઈ,
કે છીદ્રો લખજો સર્વનાં, પણ મારૂં કંઈ લખશો નહી;
ગુણ દોશ મારા વર્ણવ્યા, ધન્યવાદ છે લખનારને,
ધીક્કાર વાર હજાર છે, પીનારને પાનારને.

---

(દોહા-શીખામણ)

ટીમરી ને ઝીઝી તણાં, ઝાડ તણાં જે પાન
તે પાનાની બીડીઓ, પીધે થાય ઉધાન
પીધે થાય ઉધાન, વ્યાધીમાં કરે વધારો
કારણકે તેમાંય પડે, પાપડીઓ ખારો

એ ખાર પાયેલી બીડીઓ, પીધે પીડા પામશો;
રાવ કવી સાચું કહે, તમે જમપુરમાં વેલા જશો.

વીદ્વાન પાસે વાંચી બતાવશો તો જરૂર કહેશે કે

વાહ! ભાઇ વાહ!



ડ્રોપ સીન ૨—કુકકડની ફીલમ



## કંપેનીયન્સની કોમીક વાતચીત.

ફ્રેન્ડ— કેમ મીસ્ટર ફેન્સી, આજે આપે કોનાં સુવાળાં ઉતરાવ્યાં છે, ઘરમાંથી ડોસો ડોશી ગયાં કે શું?

ફેન્સી— નારે મીસ્ટર, મારાં તો ફાધર ને મધર બન્ને હાલ હયાત છે.

ફ્રેન્ડ— ત્યારે તમે અડધી મુછો ઉતરાવી નાંખી છે શા માટે? તમારા ચેરા સામું જોઇને મને તો એમ જાણ્યું કે મીસ્ટર ફેન્સીના ઘરમાંથી કોઇ અડધાં સગાઇનું સગું ગુજરી ગયું હશે.

ફેન્સી— ના, ના, યાર, આ તો આજકાલની ફેશન છે.

લોકોની દેખાદેખ અમે પણ શીખ્યા. ઓ મીસ્ટર હું તો પહેલાં એક ઉલ્લુ જેવો માણુસ હતો અને ગામડામાં પડી રહેતો પણ એક દીવસ હું શહેરમાં આવ્યો ત્યારથી મારે ને ફેશનને હોટલમાં પીછાણુ થયું. ત્યાંથી ફેશન મને તુરતજ હેર કટીન્ગ સલુનમાં લઇ ગઇ અને ત્યાં મારે માથે અને મોંડે ફરી વળી

ફ્રેન્ડ— ભાઇ આ તો ઠીક નથી દેખાતું આ સીનેમેટોગ્રાફમાં ચેપલીન આવે છે એની સીકલ સાથે આપની સીકલ મળી રહે છે

ફેન્સી—મીસ્ટર હું ફેશનના પગથીએ કેવી રીતે ચડયો તે જરા ચીત દઇને સાંભળો.

## ફ્રેન્સી સાંન્ગ ઉફે હાફકાસ્ટ કવીતા.

( રાગ-એમના મોં જેવો. )

ભુત હતો હું ભુતકાળમાં વર્તમાનમાં આવ્યું ભાન
નાઉ અનધર થીન્ગ્સ આઇડોન્ટવૉન્ટ બટ ચાહુ ચાય ચીરૂટને પાન
ભુલી ગયો બધી નેટીવ ભાષા હવે શીખ્યોછું હું ઓલરેટ
ગમાર હું એક ગામડીઓ તે આજ કાલ થયો અપટુડેટ
હેરકટીન્ગ સલુનમાં જઇને; ફેશનએમલ કરતો ફેઇસ
દાઢી પર ખુરજો નંખાવી વળતી કટીન્ગ કરાવું ફેસ

મોં પર અરધી મુછ રખાવું ને પાઘડી બદલે પહેરૂં હેટ
સમ ટાઇમ્સએ ગો હતો ઉલ્લુ, જસ્ટનાઉ આઇએમ અપટુડેટ
કોટ પાટલુન ને કોલર પહેરૂં ને સાથે બાંધું નેકટાઈ
આઈઝ ઉપર પાટા પેબલના રાત ને દહાડો દેઉ લગાઇ
નાઉ મી ના કેર ન્યાત જાતની પેરન્ટસ ભલેને કુટે પેટ
આઇ વોઝ વન ઉલ્લુ ગામડીઆ બટનાઉ આઇએમ અપટુડેટ
ધર્મ કર્મ ને ધંધો ધારીએ સઘળુ મારે યુઝલેસ
ટીફીન પાણી ટીન્ચર ને ટીનો ટાઇમે ટાઈમ કરૂં છું ટેસ
વળી નેટીવ બીડીઓ ગણી નકામી હુવે પીઉ સીઝર સીગરેટ
ગમાર હું એક ગામડીઓ તે હુવે થયો છું અપટુડેટ
ફાધર સેઈઝ મી સ્ટુપીડ ફેલો મધર કહે છે મુવો રંગો
યુઝલેસ અકરમી આવો પથ્થર તે શીદ પેટ પડયો
ઘરમાં ધણીઆણી ધમકાવે તોબી બંદા રહે છે ટેટ
આજ સુધી બચ્ચરમાં બપીઓ થયો અત્યારે અપટુડેટ
ફરીવળી છે મુજપર ફેશન પોઝીશનનું ચઢીયું પુર
હાથે કરીને બન્યો હું ઉલ્લું, નથી હુવે આ મોંપર નુર
વોટ મીન્સ છે વટાળ જગમાં આઈ ડોન્ટ નો આબજેક્ટ
હીન્દુ મટી હાફકાસ્ટ થઇને, બન્યો અત્યારે અપટુડેટ
આ—ફેસન એબલ ફેઈસના લીધે જોકરના જેવો દેખાઉ
સ્વધર્મ પર પુળો સળગાવી માયસેલ્ફ હું માર્યો જાઉ.
જાહેર થયો હું હવે જગતમાં આજ સુધી ગાલ્યું પ્રાઇવેટ
પુર્ણ ફસાવાથી ફેશનમાં બની ગયો છું અપટુડેટ.

ફ્રેન્ડ — આપનું કહેવું ખરૂં છે, પણ મરદનું નુર એક મુછજ છે. વળી જો આપને ન ગમતી હોય તો સપુચી કઢાવી નાંખો કાંતો આખી રહેવા દો જુવો રાવ કવીએ ખુબીના ખજાનાની બુકમાં લખ્યું છે કે:—

મુછ વડે મરદો તણું, ચીન સરસ દેખાય,
મુખ પર મુછ ન હોય તો, બ્યંઢળમાં લેખાય;
સાધારણ મુછ હોય તો, ખડ મુછીઆમાં ગણાય,
પણ અડધી મુછનો આદમી, તને શું કહેવાય?

ફેન્સી— કેમ શું કહેવાય? શું તે એમ-ઓ-એન-કે-ઇ-વાય મંકી એટલે માંકડો કહેવાય.

ફ્રેન્ડ— જુવો; તમોએ તમારે હાથેજ તમારો કેવો તોલ બાંધ્યો? અને આટલું કહે હજુ સંતોષ ના પામ્યા હો તો **ખુબીનો ખજાનો ઉર્ફે ચાલુ જમાનાનો ચીતાર** એ નામનું પુસ્તક મંગાવો ને તમારા સુકોમળ હ્રદયને રંગાવો; ક્યો સાહેબજી. ( ગેસ ગુડ મોરનીંગ )

( રાવ કવી. )

ડ્રોપ સીન ૩.

# ☛ દારૂડીઆને મરતી વખતે તેની સ્ત્રીએ રૂબરૂમાં કરેલું રૂદન.

( કવાલી-બરફ જેવી-રાગ આઈસક્રીમનો )

તમારા ગુણુની ગજલો, હવે હું ગાઇ સંભળાવું;
ખરા ફિદગાર અંતરના, મધુર રાગે રડી ગાઉં.
મરતાં સુધી એ મુખમાંથી, મધુ મુકાવા ના દીધો;
છેવટ જીવ જાતાં સુધીમાં, પીવાયે તેટલો પીધો.
ગંગા જળનાજ બદલામાં, ભર્યું તમે દારૂથી ડાચું:
ગળ્યો નહી દેહ દારૂમાં, રહી ગયું એટલું કાચું.
વધેલો વાઇન સીસામાં, કહે છે ખુબ ગભરાઈ;
પીનારા તો ગયા નર્કે, માનીતો થઇશ કયાં જાઈ.

[ એ મારા અકકલના દુસકોનરા પતી તમારાં શાં શાં વખાણ કરૂં ? ]

અરેરે—નાથ !

પડયા ને પાથર્યા રહેતા, પીચુજી આપ પીઠામાં;
પીતા પેશાબ ત્યાં જઇને, વળી પાત્રો ગટજીઠામાં.

એ સીસાને કોડીયાં તમ વીણ, હવે સુકઈ જશે સ્વામી;
ન લઈ ગયા છાતીએ બાંધી, કરીશું એટલી ખામી.

પીયુ મુજ વાકય આ છેલું, કહું તે ધ્યાનમાં ધરજો;
કલાલણ પેટે કે કાંતો, કસાઈને ઘેર અવતરજો.

ભળો જો ભુત અવનીમાં, તો જઇ પીઠામાં ભટકાજો;
વીચરો કદી વૃક્ષ યોનીમાં, તો ઝાડ મહુડા તણું થાજો.

વળી વધુમાં– ગજબને હાયનાં ગાડાં, તમારા પુન્યમાં આપ્યાં;
દાન બહુ ચાયનાં દઈને, તમારા નામ પર સ્થાપ્યાં.

વળી–સીગારેટોને બળીઓથી, તમારી સજાઓ ભરશું;
તમારો સવડ ને સાધન તમો પછવાડે વાપરશું.
કશું રહી જાય જો બાકી, તો આવી સ્વપ્નમાં કહેજો;
આ ઘરની હોય ઇચ્છા તો, સુખે સંડાસમાં રહેજો.
તમારી લાશ આ જ્યારે, ચીતા વિશેજ ચરચરશે;
નીકળતાં ગંધ દારૂની, બાળનારાઓ ટળકળશે.

સજામાં સીસો ચપણું ને તમારો, છે જુનો જોડો;
તમારે વાટનું ભાથું, મુકયો મણ એક રાખોડો.

અરેરે–સોડા લેમન અને જંજીર તમોને કોણ ત્યાં પાસે,
આવો વહાલા કદી વેસ્યા વીના ત્યાં કોણ કર સહાશે;
નથી ત્યાં રંડીના માળા ઉચાળા કયાં તમે ભરશો,
હાંડીઆ દોસ્તો વીણ પ્યારા અકેલા શી રીતે ફરશો.

તમોને બાળવા ડાઘુમાં પણ દારૂડીઆ જોઈએ,
તમો વીણ કુટુંબમાં પ્યારા નથી પીતું બીજું કોઇએ:
અવળચંડા ને હત્યારા એકેલા આપ જન્મ્યાતા,
સોનાના સુર્ય તો આજે ઉગ્યા વહાલા તમો જાતાં.

માગણી એક આ મારી સ્વીકારીને પ્રીતે પળશો,
સાતે ભવ સ્વામીજી મુજને, તમે ફરી વાર નવ મળશો;
તમો તો દારૂમાં ડુબ્યા મને ડુબાવી દુઃખોમાં,
ઘરેણાં ને વાસણ ગાંડા ગયાં પીઠામાં ને ચ્હાઓમાં.

તમારા બોલોની ટીકે કલાલો પોકો મુકે છે.
વળી બહુ હોટલોવાળા ભર્યાં લોકોમાં ભુંકે છે:
તમારી બુદ્ધિનાં બણગાં બજારે દોસ્તો ફુંકે છે,
વેશ્યાઓ તો વળી ટોળે તમારાં છાજ્યાં લે છે.

આ– તમારા નામનો ચુડો તમો પળવારે ફોડયો છે.
જાવા ચંદ્રા દીવાકર તક હવે સંબંધ છોડયો છે.
સાતે ભવમાંય સ્વામીજી કદી સામાએ નવ મળજો.
જજો જાનમની બાડીમાં કે તબીયત ચ્હાય ત્યાં ટળજો.

અરે– એક દીન કવી રાવે કહ્યું તું તમને કર જોડી,
તે આજે આગળે આવ્યું ચાલ્યા ચોળાવી રાખોડી:
સૈજો સઉ સાંભળી શાણા હવે છે ટાર્કમ છેલ્લો આ.
પછી નહીં-મુજથી કહેવાયે સગાં સઉ એકઠાં થાતાં

**હે નાથ**–તમારી અકક્લ ને સીકલ તણું જગમાં નથી જોડું,
વધુ કહેતી નથી વહાલા ઘણું માનો કહ્યું થોડું;
કાળજુ તો ફુટી બાળ્યું ચડસ ચાંડુલની ચલમે;
અધુરૂં તે થયું પુરૂં ચઢયા કવી રાવની કલમે,
તમારી શોભીતી સજ્જા કેવા વીપ્રો તે લઇ જાશે,
હકીકત સર્વ તે હાવે ભાગ બીજામાં વંચાશે.

આ સાંભળી દારૂડીઓ મરી જાય છે;
કવાલી પુરી થાય છે કે ઝટ પડદો પડે છે.

**સવાલ**— ભાઈ, આવો ખેલ કયા થીએટરમાં થાય છે?

**જવાબ**– સ્થીર રદય રૂપી થીએટરે, તત્વ તણું કર્યું તેજ;
પડદા બાંધ્યા પ્રેમના, વીંગો ગણી વીવેક;
પાત્રો પુરૂષારથ તણાં, ડ્રેસ દયા ઉદ્યોગ,
અંક ભુત વર્તમાનને, ભવીષ્યથી સંજોગ:
પ્રવેશ પળમાં જે બને, સાજ શત્રુ ને મીત્ર,
માલીક માનો મુક્તીને, ઉપજ ચીત પવીત્ર.

( રાવ કવી. )



#  સટોરીઆની સ્ત્રીએ ધણીની રૂબરૂમાં કુટેલો કોમીક રાજીઓ.

( રાગ તેજી મંદીનો. )

છેક તે ઉછાંછળાં શું થાવ છો રે, બનો છાકીને છેલ;
સ્વામી થયા તમે સટોરીઆ, જાણું ભોગવશો જેલ.
હાથનાં કર્યાં તે હૈયે વાગશે.

કહ્યું માનો ને મારા કંથજી રે, નથી સટ્ટામાં સાર;
મીલકત વીશે તો પુળો મુકશો. વળી ખોશો ઘર ને બાર. હાથનાં.
પીયરથી લાવેલું પાણી કર્યું રે, વળી થયા કરજદાર;
સગાં વહાલાં સર્વને શત્રુ કર્યાં, માથે સરકારનો માર. હાથનાં.
ભુડીયાં ખાવાને નિત્ય જાવછોરે, પડી તમને એ ટેવ;
ઘરની રસોઇઓ ગમતી નથી, ફાંકો મમરાને શેવ. હાથનાં
સવાર થયું કે સ્વામી તમે રે, જાવ હોટલની માંય
શીંગલ ને ડબલ સોડા કરતા, તેથી ચઢી બેઠી જુવો ચાય. હાથનાં.
હાથે પગેથી હળવી કરી રે, મેલી ખાધો સઉ માલ;
આગળ ઉપર વીતશે અતી તમારી ખેંચાશે ખાલ હાથનાં.
મરજો માબાપો માહરાં રે. કીધું અણઘટતું કામ;
જમાઇ આવો જુગટીઓ ક્યાંથીજડયો, ફુંકીખાધું તમામ.હાથનાં.
સ્વામી જેનો થયો સટોરીઓરે, તેની નારીને ત્રાસ;
સંસાર વહેવાર સઘળો તજી, વેઠવો પડે વનવાસ હાથનાં.

રાવ કુવીનો રચેલો રાજીઓરે, તમારી રૂખરૂ ગવાય;
આજ પછી જો સટ્ટો કરો તો તમને કોલેરો થાય. હાથનાં.

સ્વામીનાથ સાંભળ્યો આ રાજીઓ અને આથી જો મનને શીખામણ ના લાગી હોય તો "ખુબીનો ખજાનો ઉર્ફે ચાલુ જમાનાનો ચીતાર" એ નામનું પુસ્તક મંગાવો અને તે વાંચીને કુટેવો છોડી દો. વળી જુવો. જરા ગાયન. બીજુ સાંભળો:

 જુગારીને ઝાડુ.

( ગાયન ગજબનું. રાગ હાય હાયનો. )

અરે ઓ સટ્ટાના શોખીન, તમારો કેમ ઉડચો છે દીન:
બન્યા શું જુગારમાંબહુલીન, તમોને વળગ્યો જીવતો જીન.
ગામ ગરાસ ઘરેણાં ગાંઠા, ગુમાવશો ઘર બાર,
ઇજ્જત ખોશો અરે ઉલ્લુઓ, સજા દેશે સરકાર,
અકરમી રહેશો પર આધીન: તમારો૦
સગાં સહોદર અને કુટુમ્બી, દેશે સહુ ફીટકાર,
તરણાથી પણ તુચ્છ ગણાશો, નહી ચાલે વહેવાર,
આખરે મરશો ખાઇ અફીન; તમારો૦
ભીખ માગતા થાશો ભુંન્ડો, નહી રહે રહેવા ઠામ,
દાવાનળ દુઃખ આવી પડશે, વળી રૂઠશે રામ.
વેચાશો દમડાના દો તીન; તમારો૦
લોકો સરવે લોફર કહેશે, રાખશે નહી ઇતબાર,

શાવ કુવી કહે ભવીષ્યમાં પણ, પામશો બહુ પેંજાર,
માનો એ મુરખ મન મલીન તમારો૦

નડીઆદમાં વાળંદોએ હજામતો બંધ કરી એજ પુસ્તક નામે

# ખુબીનો ખજાનો

ઉર્ફે

## ચાલુ જમાનાનો ચીતાર ભાગ—૧

કીંમત. કાચુ પુંઠું રૂ. ૧I. ને પાકું રૂ. ૧II

વાંચ્યા વીધ વીધ જાતનાં, પુસ્તક અપરમપાર;
પણ જોતાં ઝટ રાજી થશો, આ ગમ્મતનો ભંડાર.

સદા પરોપકારી અને ગુણગ્રાહી ભારતવાસી સજ્જનો તમોએ ઘણાંએ પુસ્તકો વાંચ્યાં હશે, પરંતુ જ્યાં સુધી આ ખુબીનો ખજાનો જોયો નથી, ત્યાંસુધી બધું વ્યર્થ જ છે. જેમાં ગદ્ય, પદ્ય, ગજલો, ફકરા, ફેન્સી કવીતાઓ. ટ્રોનીક વાર્તાઓ, કોમીક, કવાલીયો અને ચાલુ જમાનાનો આબેહુબ ચિતાર વળી દરેક ન્યાતની દેશી વાળી રમુજી ફીલસો વીગેરે ગમ્મતનાં ગાડે ગાડાં ઠાલવીને ખજાનો ખુબીથી તર કરેલો છે. વળી પુસ્તક ખરીદ કરનારનું પવીત્ર નામ બીજા ભાગમાં આશ્રયદાતા તરીકે પ્રસીધ્ધ કરવામાં આવશે. તો પુસ્તક ખરીદનાર ગ્રહસ્થોએ પોતાનું પુરેપુરૂં નામ, ઠામ, ગામ વીગેરે ચોકસ લખી મોકલવું. ાાઙ

અમારૂં સરનામું
કોમીક પોયટ. ઉર્ફે એ. પી. રાવ કુવીકાલ
નડીઆદવાળા હાલ મુકામ કાલોલ જીલ્લે પંચમા

# નામી પાત્રોને નમ્ર વિનંતી.

મોંઘવારીમાં છપાઈને બહાર પડેલું મન માનીતું લોકપ્રીય કોમીક પુસ્તક નામે **ખુબીનો ખજાનો અને ચાલુજમાનાનો ચીતાર**, જેને વાંચીને ઘણા ગુણ ગ્રાહી સજ્જનોએ પોતાને પડેલી કુટેવોનો પરીત્યાગ કર્યો છે. વળી પુસ્તકની પ્રશંસાને લખાણનાં વખાણ તો ખરીદીને વાંચવાથીજ ખાત્રી થશે.

વળી પુસ્તક ખરીદનારનું પવીત્ર નામ, ઠામ, ગામ વીગેરે તમામ ખુબીના ખજાનાના બીજા ભાગમાં બીજાને ઉત્તેજન આપનાર આશ્રયદાતા તરીખે છપાશે.

જુવો

નામી ચહેનીજ નામને, નામરદ રડતા દામને
જન રત્ન જગમાં યત્ન કરતા, જો દીપાવા નામને
મીત્રો તમે નિજ નામને, દિપાવજો પુસ્તક મહિ
કાયાનો થાશે નાશ, અંતે નામતો જાશે રહી
વળી નામ માટે જગતમાં, જન કામ જુવો કેવાં કરે.
નિજ નામ માટે દેવ પણ મનુષ્યો થઈને અવતરે
કંચન સમી કાયા અને માયા, બધુ માટી થશે
ણો જરૂર જાતાં બધું, એક નામ જગમાં રહી જશે
માટે પુસ્તક મંગાવી તમારા પવીત્ર નામને અમર કરો.

( રાવ-કવી )

## સ્ત્રીઓનાં ગુપ્ત દરદોનો કટ્ટો દુશ્મન

# વસુધા પીલ્સ.

ગોળી ડઝન ૧ ની કીમ્મત રૂ૦ ૧॥

આ વસુધા પીલ્સ સ્ત્રીએ છુપી જગોએ પહેરવાથી લોહી વા તથા પીળુ અને સફેદ પાણીનું પડવું તથા મળ ગુગળુ ધાતુનું જવું વીગેરે છુપી જગોની તમામ ગરમી એટલે વીસ્ફેટીક, ચાંદી અથવા પેશાબે બળતરા બળવી તથા કમરનું ફાટવું વીગેરે તમામ દરદોને આ વસુધા પીલ્સ ટુંક મુદતમાં આરામ કરેછે વળી નરમને લબડી પડેલી ચામડીને સંકોચીને કઠણ અને સુંવાળી બનાવે છે અને સંસાર સુખ ભોગની પુરી મજા બતાવે છે આ ગોળી રોગી અને નીરોગી બન્નેના ઉપયોગમાં આવે છે. વાપરવાની રીતનું હેન્ડબીલ દવા સાથે મોકલવામાં આવશે.

જનરલ એજંટ—રાવ દવાની કુંપની-મુ. કાલોલ.

જીલ્લે પંચમહાલ